નાની ચાલણગાડી અને મોટી ચાલણગાડી લખવા વાચવાના ક્ષેત્રમા જે બાળકો નવા નવાં ચાલતા શીખે છે તેમની મદદને સારૂ તેમજ ગમ્મતને સારૂ અમે ઘડી છે. ગૂજરાત વિદ્યાપીઠે તે પ્રસિદ્ધ કરી છે. નાનીની કિંમત સવા આના અને મોટીની ત્રણ આના.

ગિજુભાઇ વગેરે

જે શિક્ષક ભાઇઓ પોતાની શાળામા ચાલણગાડીનો ઉપયોગ કરે તેમણે નીચે લખેલી બાબતો ખાસ ધ્યાનમા રાખવી ઘટે છે.

૧. જેમ પગવાળું બાળક જ લાકડાની ચાલણગાડીનો ઉપયોગ કરી શકે છે, તેમજ જે બાળકને અક્ષરનુ જ્ઞાન થઇ ગયુ હોય તે જ બાળક આ ચાલણગાડીએ ચાલી શકે છે. બાળકના હાથમા ચાલણગાડી મુકતા પહેલા શિક્ષકે બાળકને અક્ષરનુ જ્ઞાન કરાવી દેવાનું છે.

કઇ પદ્ધતિથી અક્ષરજ્ઞાન આપવું તે શિક્ષક ઉપર છોડવામા આવે છે. જેને જે ગમે તે પદ્ધતિનો ઉપ-

યોગ કરે. માત્ર એટલી જ બાબત શિક્ષકે ખાસ ધ્યાનમાં રાખવી જોઇએ કે તેણે ઉતાવળા થઈ, ધીરજ ખોઇ વારેવારે પદ્ધતિ બદલ્યા કરવી નહિ. એકથી વધારે પદ્ધતિઓનું મિશ્રણ સંભાળથી અને વિવેકપૂર્વક કરવામાં વાંધો નથી. પોતે જે પદ્ધતિથી શીખ્યા હોય કે અત્યાર સુધી જે પદ્ધતિથી કામ કર્યું હોય તે જ પદ્ધતિ સારી હોઇ શકે અને બીજી કોઇ નહિ, એવો વ્હેમ શિક્ષકે પોતાના મનમાંથી એકદમ કાઢી નાંખવો. કઇ પદ્ધતિથી કામ લેવું તેનો નિર્ણય ઘણી વાર સાધનો અને પરિસ્થિતિ ઉપર રહેશે. સાધનો ન હોય અને પરિસ્થિતિ પ્રતિકૂળ હોય તો સારી પદ્ધતિને પણ છોડી દેવી. ગામડાંમાં ચાલે તેવી પદ્ધતિને ગામડાંમાં ચલાવવી, તેમજ શહેરમાં ચાલે તેવી પદ્ધતિને શહેરમાં ચલાવવા ચુકવું નહિ.

જ્યાં જ્યાં શાસ્ત્રીય સાધનોની જ જરૂર હોય ત્યાં ત્યાં ઘરગથ્થુ સાધનો બનાવી લેવાની ભૂલ ન કરવી. તેમ કરવાથી પદ્ધતિનો આત્મા મરી જતાં પદ્ધતિથી જે લાભ થવો જોઈએ તે નહિ થાય. શિક્ષક કુશળ હોય ને એકથી વધારે પદ્ધતિની સમજણ ધરાવતો હોય તો તેણે બાળકની ઉપર નજર રાખી તેનો ઉપયોગ કરવો. જો તે વ્યક્તિગત શિક્ષણ આપી શકતો હોય તો જુદાજુદા શિષ્યોને જુદીજુદી પદ્ધતિથી શીખવી પદ્ધતિઓના લાભાલાભ સરખાવી શકે.

૨. ગમે તે પદ્ધતિથી શીખવવાનું હોય છતાં એવો મમત ન જ રાખવો કે સંપૂર્ણ મૂળાક્ષરનું જ્ઞાન થઈ ગયા પછી જ બાલપોથી-ગાડી બાળકના હાથમાં મુકવી. બાલપોથી-ગાડી તો બાળકને થોડા અક્ષરો આવડે ત્યારથી જ તેની પાસે મુકી દેવાય. બાળક

તેને બધાય સ્વર વ્યંજનો આવડી જાય ત્યાર પછી જ કાંઇ બોલવાની શરૂઆત કરતું નથી. થોડે દૂર જઇ શકે તેટલી પણ શક્તિ પ્રાપ્ત થતાં જ—એકાદ બે પગલાં મુકવાની શક્તિ આવતાં જ—બાળક ચાલવાની શરૂઆત કરે છે. આ જ વિચાર બાળકની પાસે ચાલણગાડી મુકતાં સંભારી રાખવા જેવો છે. થોડું ચાલીને બાળક અટકે, એમ એકાદ બે પાઠ વાંચીને બાળક ભલે બેસે.

૩. ગમે તે પદ્ધતિથી બાળકને અક્ષરજ્ઞાન આપવામાં આવે, પણ બાળક એકલું વાંચતું જ થાય અને લખવામાં પાછળ રહે તેવું ન બનવું જોઇએ. સાધારણ રીતે બાળકને ઉતાવળથી વાંચતું બનાવી દેવાના પ્રયાસો થાય છે. પણ એથી બાળક લેખનમાં પછાત રહે છે, એના અક્ષરો ખરાબ બને છે અને વાંચન લેખનનો મેળ સચવાતો

નથી. ખરી રીતે તો એ જ નિયમનું પાલન થવું જોઇએ કે જેટલું બાળક લખી શકે તેટલું વાંચી શકે, અને જેટલું વાંચી શકે તેટલું લખી શકે.

૪. બાળકને બારાક્ષરીનું જ્ઞાન થાય ત્યાં સુધી તેણે **ચાલણગાડી** ચલાવવાનું કામ મુલતવી રાખવું નહિ. બાળક જેમ જેમ **ચાલણગાડી**એ ચાલતું જાય તેમ તેમ બારાક્ષરીના ઉંચાનીચા ટેકરા વટાવતું જાય.

૫. વ્યંજનોમાં ઙ, ઞ, ક્ષ, અને જ્ઞ, સ્વરોમાં **ઐ**, **ઔ**, **અઃ**, અને **ઋ**, શીખવવાના જ નથી, ઙ ઞ, ક્ષ, અને જ્ઞ, તેમજ **ઋ**, **ઐ** તથા **અઃ** નો ઉપયોગ **ચાલણગાડી**માં કરવામાં જ નથી આવ્યો.

૬. બાળકોને સ્વરોના તથા વ્યંજનોના શુદ્ધ ઉચ્ચાર આવડવા જ જોઇએ. જે જે પ્રદેશોમાં,

અથવા જે જે શાળાઓમાં છોકરાંઓનો મોટો ભાગ વર્ણોચ્ચાર અશુદ્ધ અથવા અસ્પષ્ટ કરતો હોય ત્યાં ત્યાં શુદ્ધોચ્ચાર માટે ખાસ પ્રયત્નો થવાની જરૂર છે. આ માટે શિક્ષકે કક્કાની મોપાટ બોલાવવી. આવી મોપાટ અગાઉ ધૂળી નિશાળમાં ચાલતી. તેને 'ચતુરાઈની રીત'ના નામથી ઓળખવામાં આવે છે. મોપાટમાં **મળનો ક ય, ખડીયાનો ખ ય,** એમ ન બોલાવવું. તેમાં અર્થ નથી, તેમજ તેવી રીતે મોપાટ બોલાવવાથી બાળક વાંચન વખતે ગુંચવાય છે. ખરી રીતે ક કોઈનો જ નથી. બારાક્ષરીની મોપાટ તો ન જ બોલાવવી.

કને કાંઇ નહિ ક, કને કાનો કા, વગેરે ન બોલાવવું. એ બાળકને ગોટાળે ચડાવે છે અને બારાક્ષરી શીખવવાનું કામ

કુલડું અઘરૂં બનાવે છે. કોઈ શિક્ષકને ગમે તો

ક ચ ટ ત પ

ખ છ ઠ થ ફ

ગ જ ડ દ બ

એમ ભલે બોલાવે. એથી પણ વર્ણોચ્ચારની શુદ્ધિ થાય છે. અક્ષરજ્ઞાન આપવાની પૂર્વે વર્ણશુદ્ધિનું કામ હાથ ધરવું, છતાં વર્ણશુદ્ધિનું કાર્ય પૂર્ણ ન થાય ત્યાં સુધી આગળ ચલાય જ નહિ, એવું ન સમજવું. કેટલાંએક બાળકોની જીભ ઘણા લાંબા વખત સુધી તોતડાય છે.

વર્ણોચ્ચાર કરાવતી વખતે નીચેના અક્ષરોના ઉચ્ચાર તરફ ખાસ ધ્યાન આપવું:

ઝ ણ ય શ ષ સ

ઘણાં બાળકો ઝ ને બદલે જ અથવા જ્ય, ણ ને બદલે હુણ, ય ને બદલે ઈય, તથા શ, ષ અને સ એક બીજાને બદલે બોલે છે.

૭. ચાલણગાડીનો ઉપયોગ કરતાં પહેલાં ચાલણગાડીના જ પાઠ કાળા પાટીયા પર શિક્ષકે મોટા અક્ષરે લખવા, અને પહેલાં તે પોતે વાંચવા અને પછી બાળકને મનમાં અથવા તાણીને વાંચવા દેવા. પણ શરૂઆતમાં બાળકે શિક્ષક પાસે પાઠ વાંચી જ સંભળાવવો જોઇએ એવો આગ્રહ ન રાખવો. વિદ્યાર્થીઓની શકિત પ્રમાણે પરંતુ પાઠના રહસ્યને અનુસરીને જ શિક્ષક પોતાને મન-ગમતા પાઠો ઉપજાવીને પાટીયા ઉપર લખી શકે. જ્યાં જ્યાં 'ગાડી'માં બીજા પ્રાન્તના શબ્દો હોય ત્યાં ત્યાં તે પોતાના પ્રાન્તિક શબ્દો અથવા શિષ્ટ સાહિત્યના શબ્દો મુકે. પાટીયામાં પાઠો લખીને વંચાવવાની જરૂર ન લાગે તો સીધા ચાલણગાડીનાં પગથીયાં ઉપર જ બાળકને ચડતું કરી દેવું. આગળ વધતાં તો બાળકને રોકવું જ નહિ.

૮. બાળક ચાલણગાડીએ ચાલતાં શીખે તે પહેલાં જ ચાલણગાડીની કવિતાઓ બાળક પાસે ગાઈ સંભળાવવી, અને બાળકોને સાથે ગવડાવવી. વળી કોઈ કોઈ વાર પાઠો પણ છટાથી, સ્પષ્ટતાથી અને મધુરતાથી વાંચી સંભળાવવા. ચાલણગાડીનાં પગલાંઓમાં કોઈ કોઈ ઠેકાણે રમતો છે, એવી રમતો પણ રમાડવી. ચાલણગાડીમાં મુકી છે તેવી રમતો કોઈ પ્રાન્તમાં ન હોય તો તેના જેવી રમતો રમાડવી.

આટલું ચાલણગાડીના શરૂઆત પૂર્વે. હવે ચાલણગાડી કેવી રીતે ચલાવવી તે વિષે.

૧. પ્રત્યેક શિક્ષકે ચાલણગાડી અથઈતિ, એકથી વધારે વખત, છટાથી અને સ્પષ્ટતાથી કોઈના સમક્ષ વાંચન કરતા હોઈએ તેમ વાંચી જવી અને તે વાંચતાં પોતાને કેવો અનુભવ થાય છે તે જાણી લેવું.

૨. ચાલણગાડીમાં કેવી કેવી જાતના પાઠો છે, કઇ કઇ કવિતાઓ છે, કેવી રમતો છે વગેરે ધ્યાનમાં રાખી લેવું, કે પ્રસંગોપાત અનેક વખતે બાળકોનું તેવી બાબત ઉપર ધ્યાન ખેંચી શકાય. દાખલા તરીકે, બાળકો સાથે બાગમાં ગયા હોઇએ તો તેમને પાઠોનાં ફૂલો બતાવી શકીએ, અને તેમની સુગંધનો ખ્યાલ આપી શકીએ. અથવા તો ફરવા ગયા હોઇએ તો પશુ પક્ષીઓ તરફ, તેમની ટેવો તરફ, તેમના આકાર તરફ ધ્યાન ખેંચી શકીએ. આમ કરવાનું કારણ એ છે કે બાળકનો દુનીયાનો અનુભવ જેટલો વધારે તેટલું તે ચાલણગાડીમાં ઝટ સમજે ને તેનું વાંચન રસમય અને સમજણપૂર્વકનું બને.

૩. ચાલણગાડીની આખી રચના સમજી લેવી. દેખીતી રીતે ચાલણગાડીના 'નાની

ગાડી' ને 'મોટી ગાડી' એવા બે ભાગ છે. પહેલો ભાગ બીજા ભાગની તૈયારી રૂપે છે. વાંચન માટે ખરો તો બીજો ભાગ છે. પહેલા ભાગમાં શબ્દો કેવા ગોઠવ્યા છે, કેવી રીતે ગોઠવ્યા છે તે શિક્ષકે જોઈને જ જાણી લેવું; તથા વાક્યો કેવી રીતે અને કેવાં દાખલ કર્યાં છે, તેનો ક્રમ ધીમે ધીમે કેવી રીતે વધતો ગયો છે તે પણ જોઈ લેવું. વળી એમાં મુકેલી કવિતાઓ, લોકગીતો કે જોડકણાં પોતાને ન આવડતાં હોય તો તે મોઢે કરી લેવાં. વરતો તથા ઉખાણાના અર્થો જાણી લેવા.

૪. ચાલણગાડીના પાઠોમાં આવતી ચીજો સહેજે મળી શકે તો નિશાળમાં રાખવી અને ન મળી શકે તો તે ક્યાં ક્યાં છે તે અગાઉથી જાણી લેવું.

૫. ચાલણગાડી ચલાવવાની રીત. શરૂઆતમાં તો શિક્ષકે ચાલણગાડીના પાઠો એકી સાથે એક, બે, ચાર, જ્યાં સુધી બાળકને રૂચે ત્યાં સુધી વાંચી સંભળાવવા. વાંચન વખતે ગાડીમાં લખેલો પગલાંનો ક્રમ સાચવવાની ખાસ જરૂર નથી. કારણકે બાળકને તે ક્રમ પ્રમાણે કદાચ સાંભળી સાંભળીને પાઠો મોઢે થઇ જાય અને વાંચતી વખતે તે વગર જોયે વાંચે. તેમજ શબ્દો પણ આડા અવળા કરીને વાંચી શકાય. શિક્ષકે વાંચન ભાવપૂર્વક, સમજણપૂર્વક અને છટાથી કરવું. શિક્ષકનું વાંચન સાંભળી સાંભળીને જ બાળકો સુંદર રીતે વાંચતાં થઇ જશે. બાળકો પોતાની મેળે જ પાઠો વાંચવા માંડશે. તેમને શરૂઆતમાં મોટેથી પાઠ વાંચવા ન દેવા. તેમનાથી વાંચ્યા વિના નહિ રહેવાય ત્યારે તે મનમાં મનમાં વાંચશે. રોજ રોજ બાળકને ઉભું કરી તેની

પાસે પાઠ વંચાવવો નહિ. માત્ર કોઇકિ જ વાર તેની પાસે એકાદ પાઠ વંચાવીને જોઈ લેવું કે તે સારૂં વાંચી શકે છે કે નહિ. બાળકને વાંચવાની છૂટ થાય માટે બાળકોને જોડીદારો બનાવી સામસામા વાંચવાનું કહેવું. શિક્ષકે વર્ગમાં ફરતા રહેવું અને ધ્યાન આપવું.

૬. વાંચન સમજણપૂર્વકનું થવું જોઇએ. પહેલેથી જ વાંચન સમજણપૂર્વકનું થાય એટલા માટે બાળકને ભાવથી વાંચી સંભળાવવાની જરૂર છે. સમજણ ઉત્પન્ન થાય માટે બાળકને પાઠોમાં આવતી વસ્તુઓ વખતે વખતે બતાવવાની છે. તેટલા જ માટે બાળકો સામસામા વાંચે તેમ કરવાનું છે. જે પાઠોમાં સંવાદ છે તે પાઠો તો બાળકો સામસામા બેસીને જ વાંચે. પોતે પાઠ વાંચતા હોઇએ ત્યારે વચ્ચે વચ્ચે બાળકને પ્રશ્ન પૂછતા જવું કે જેથી બાળક

સમજણપૂર્વક સાથે સાથે ચાલે છે કે નહિ તે સમન્વય તેમજ બાળકને વાંચેલું સમજવાની કાળજી રહે. દાખલા તરીકે એમ પૂછાય કેઃ—આકાશ કેવું છે ? કા કા કોણ બોલે છે ?

શરૂઆતમાં એક બે ધોરણ સુધી સમજણપૂર્વકનું વાંચન થઈ ન શકે એ કલ્પના જે શિક્ષક ભાઈઓના મનમાં હોય તેમણે તે કાઢી નાંખવી.

વાંચન સાથે જ લેખન જોઈએ. ચાલણગાડીનું વાંચન જેમ જેમ થતું જાય તેમ તેમ તેનું લેખન પણ થતું જવું જોઈએ. ચાલણગાડીના પાઠો જોઈ જોઈને બાળક લખી શકે. લેખન શરૂ થતાંની સાથે જ નીચેની બાબતો ખાસ ધ્યાનમાં રાખવી:

૧ દરેક બાળકની પાટી અથવા નોટબુક આંકેલી જોઈએ. પાટીને લોઢાની ખીલીથી આંકાવી રાખવી.

૨ શરૂઆતમાં બે લીટીઓ વચ્ચેનું અંતર વિશેષ રખાવવું. બાળક જેમ મોટા અક્ષરો કાઢે તેમ સારૂં. મોટા અક્ષરો કાઢવાનો મહાવરો પડતાં બાળકના અક્ષર સારા થાય છે; તેમજ આગળ જતાં નાના અક્ષરો લખતાં મરોડ અને સફાઈ સચવાઈ રહે છે. વળી શરૂઆતમાં મોટા અક્ષર કાઢવાથી ઝડપ પણ વધે છે.

૩ પાટી કે નોટમાં દોરેલી લીટીઓ વચ્ચે બન્ને લીટીઓને અડકે તેવી રીતે અક્ષરો કાઢે તેની ખાસ કાળજી રખાવવી.

૪ બાળક પાસે શબ્દોનું અનુલેખન લખા     રતાં શ   ાના પહેલા અક્ષરો પાટીમાં કે નોટમાં લખી આપવા અથવા લખાવવા, અને તે અક્ષરો ઉપરથી શબ્દો બનાવી લાવવા કહેવું. જેમકે, બાળકને ચ, સ, લી, કુ, એમ લખી આપવું અથવા

લખવા કહેવું, ને પછી તે ઉપરથી શબ્દો બનાવી લાવવા દેવા. પછી બાળક ચકલી, રામ, દીવો, કુવો એમ બનાવી લાવે. આથી બાળકને લખવાની ટેવ પડે અને તેની સાથે નવા નવા શબ્દો કલ્પવાની અને બનાવવાની મઝા પણ પડે.

૫ પહેલેથી બાળક શબ્દે શબ્દ છુટા લખે તે માટે પાટીયા ઉપર શબ્દો છુટા કેમ પડાય તે લખી દેખાડવું. લખતી વખતે એક શબ્દ અને બીજા શબ્દ વચ્ચે ખુબ અંતર રાખવું કે આગળ જતાં ઘટતું અંતર રાખવાની બાળકને સહેજે ટેવ પડે.

૬ ચાલણગાડીમાંના જ શબ્દો લખાવવાનો આગ્રહ ન જ રાખવો. તેમાં મુકેલા શબ્દો જેવા જ સહેલા શબ્દો બાળક પાસે મુકીને બાળકનો શબ્દભંડાર વધારી શકાય; પણ

નવા શબ્દોના અર્થ બાળક સમજે તેવા જોવા જોઇએ.

૭ કોઇવાર શાળાના પદાર્થોનાં, કોઇવાર શાકનાં, કોઇવાર ઘરની વસ્તુઓનાં, તો કોઇવાર ચાલતા ઉપયોગમાં આવતી ચીજોનાં નામ બાળકોને લખી લાવવા કહેવું અને એ રીતે લેખનની શરૂઆત કરવી.

૮ શબ્દો લખાવવામાં એ ધ્યાનમાં રાખવું કે તે અર્થ વિનાના ન હોય. જેનો અર્થ થતો હોય અને જે શબ્દો બાળકોને સુપરિચિત હોય તે જ લખાવવા. અર્થ વિનાના કે અપરિચિત શબ્દો લખાવવાથી બાળકનું લેખન સમજણપૂર્વકનું ન થતાં માત્ર યંત્રવત્ થાય છે અને અક્ષર-લેખનનો એક જ મુદ્દો સચવાય છે.

૯ પ્રત્યેક શિક્ષકે હરેક વખતે, શીખવતાં, લખતાં કે બીજે વખતે, પાટીયામાં, પાટીમાં

કે કાગળમાં, પોતાના અક્ષર ચોખ્ખા અને મરોડદાર કાઢવાની ખાસ કાળજી રાખવી.

૧૦ બની શકે તો સારા મરોડદાર અક્ષરોનું એક પૂંઠું શાળામાં ટાંગી જ રાખવું, કે જેથી બાળકની આંખ આગળ આદર્શ અક્ષરો આવ્યા જ કરે.

૧૧ ચાલણગાડી જાણીજોઇને જ ખૂબ મોટી બનાવી છે. માત્ર થોડા જ પાઠો મુકવાથી અત્યાર સુધીની બાળપોથીઓમાં વિવિધતા આવી શકી નથી, તેમજ હોંશીયાર બાળકોનો વાંચનપ્રદેશ સંકુચિત રહ્યો છે. એકવાર વાંચવાની શકિત આવ્યા પછી બાળકનું મન વાંચવા તરફ દોરાય છે. આવે વખતે નિર્દોષ, શુદ્ધ અને સરળ વાંચન તેની સમક્ષ હોય તો તે ઘણું જ આગળ વધી શકે. આ વાત ધ્યાનમાં રાખી ચાલણગાડી આટલી

મોટી કરી છે. છતાં તેનાં પૈડાં એટલાં સરસ બનાવવા પ્રયત્ન કર્યો છે કે જરાક ધક્કો લાગતાં જ ગાડી ચાલ્યે જ જાય. એક પાઠ –એક પગલું– વાંચનાર બાળક સહેજે જ બીજો પાઠ વાંચશે.

૧૨ જ્યાં જ્યાં જોડાક્ષરો આવી જાય ત્યાં ત્યાં તે તે શબ્દોનું લેખન કરાવવું નહિ. વાંચતી વખતે બાળક ત્યાં જરા અટકી પડે તો તેને મદદ આપવી. તેને ઉંચકી લેવું. ચાલતાં ચાલતાં સીધે રસ્તે પણ ઘણીવાર એકાદ બે મોટા પથરા આવી જાય છે. એ પથરાઓ એવા હોય છે કે તેના વડે જ રસ્તો ઉપયોગી અને શોભીતો થાય.

ગિજુભાઇ
જુગતરામ
કાકા

# કેટલીક નોંધ

મોટી ચાલણગાડીના કેટલાક પાઠ સંબંધી થોડી નોંધોની કદાચ જરૂર રહેશે. તે નીચે આપવામાં આવી છે.

**પગથું ૧લું**—લલેડું એ એક હોલા જેવડું ખેતરનું રૂપાળું પક્ષી છે. લલેડાં ટોળે વળીને લલલલ એમ બોલે છે તેથી એનું નામ પડ્યું છે.

**વીસામો ૨જો**—વિદ્યાર્થીની શક્તિ જોઇને તેને નીચેનો શ્લોક શીખવવો :

**गंगे च यमुने चैव गोदावरि सरस्वति ।**
**नर्मदे सिन्धु कावेरी जलेऽस्मिन् सन्निधिं कुरु॥**

**પગથું ૭મું**—'હળદળ' છપાયું છે તેને બદલે સુધારીને 'હળદર' વાંચવું.

**૨૩ મે પાને**—પહેલી લીટીમાં 'ધોળું છે' છપાયું છે તેને બદલે સુધારીને 'ર ધોળું છે' વાંચવું.

**પગથું ૯મું**—રેંટીયાના પાઠ નીચેનાં બન્ને ઉખાણાંનો અર્થ રેંટીયો જ છે, એ દેખીતું છે.

**વીસામો ૬ ઠ્ઠો–**

'સો આંબા સો આંબલી' એટલે—ડુંગળી

**પગલું ૧૮મું**—'ગોરી ગાય' છપાયું છે તેને બદલે 'ગૌરી ગાય' જોઇએ

**વીસામો ૭ મો–**

' એક જનાવર અરડ'નો અર્થ–પીંજણ

' આટલેક ઝાડવે ' નો અર્થ–રીંગણું

**વીસામો ૮ મો**

'ગઢ ભીંજાય'નો અર્થ—ઝાકળ

**પગલું ૨૩ મું**—

આ રમત ગણગણ ભોશલાની અથવા ગણગણ મોશલાની કહેવાય છે. કોઈ પ્રાન્તમાં તે પ્રચલિત ન હોય તો કરવા જેવી છે. પાંચસાત કે વધારે છોકરાં ભેગાં મળીને એ રમી શકે છે. એક બાળક કાગડો થાય. બાકીનાં બધાં એક ઠેકાણે બેઠાં હોય. પેલો કાગડો સંતાઇ જાય ત્યારે બેઠેલાં છોકરાંઓમાંથી એક જણ પોતાની મુઠીમાં કાંકરી સંતાડી રાખે. કાગડો

પાછો આવે ત્યારે બધાં તેને વાળેલી મુઠીઓ બતાવે. કોની મુઠીમાં કાંકરી છે તે કાગડો કહી દે તો તેનો દાવ ઉતરે ને કાંકરીવાળા બાળકનો દાવ આવે.

રમતના મંત્રો તો પાઠમાં છે જ. તેના ઉપયોગથી રમતમાં રસ જામે છે.

કાંકરીવાળું બાળક પુરેપુરૂં ખંધું ન હોય તો તે ઝટ પકડાઈ જાય છે. મ્હોં મલકાવી દે કે પોતાની મુઠીની વધારે પડતી સાવચેતી રાખે એટલે કાગડાને તરત શક પડે.

**વીસામો ૯ મો—**

'કાકા રે મેં કૌતક દીઠું' એટલે—દાતરડું

'જાનમાં જોઇએ' એટલે—વરતેજ

'અરૂંપરૂં થાય' એટલે—ધોડીયું, બાળક, માતા.

**પગલું ૨૮ મું—**

આ રમત બધે પ્રચલિત નથી. જ્યાં પ્રચલિત છે ત્યાં પણ તે રોજ રમાતી નથી. એ નોરતાના દિવસોમાં રમાય છે.

ઘોઘો એટલે નાગ. છોકરાંઓ કાળી માટીનો નાગ બનાવે છે. તેનો આકાર નક્કી થયેલો જ

હોય છે. આપણા હાથની ફેણ બનાવીએ ને કાંડા નીચેથી હાથ ઉતારી લઇએ તો બરાબર એ ઘોઘા જેવો આકાર થાય. ઘોઘાની ફેણમાં નાનું સરખું કોડીયું મુકી શકાય છે. દીવાવેળા પછી છોકરાઓનાં ટોળાં ઘોઘા લઇને ને તેમાં તેલનો દીવો કરીને શેરીઓમાં નીકળી પડે છે ને ઘરોઘર ફરીને પાઠમાં આપેલું ગીત ગાતા જાય છે ને તેલ ઉઘરાવે છે.

આ રમત છોકરાઓ જ રમે છે. એ દિવસોમાં છોકરીઓ ગરબે રમે છે. પ્રગટાવેલા ગરબા માથે લઇને છોકરીઓ ઘેરઘેર ગીતો ગાતી ફરે છે ને તેલ ઉઘરાવે છે.

**વીશામો ૧૨ મો—**

જે શિક્ષકને થોડું ઘણું સંગીત આવડતું હોય તે જ આ પાઠ ચલાવે. કોઈ સંગીતશાસ્ત્રીના પ્રસંગમાં આવીને આ પાઠ શીખી શકાય.

---

ગૂજરાત વિદ્યાપીઠે પ્રસિદ્ધ કરેલું

# ચણીબોર

—નાના બાળકો માટે કવિતાઓનો સંગ્રહ—

કિંમત ચાર આના


લખો

નવજીવન પ્રકાશન મંદિર

અમદાવાદ

